ચન્દ્રિકા એને જગાડો સ્વપ્નાંમાંથી.
આજે ગૌરીપૂજાનું જાગરણ છે ને !

માલતીઃ મારો મોગરાની કળીઓનો માર.
સખીઓને ભૂલી ઉંઘે છે,
ને સ્વપ્નાં જૂવે છે સાસરનાં

( ફૂલઝોળીઓમાથી મોગરાની કળીઓ કહાડી વસુન્ધરાને વેરી વળતે સખીઓ આસ્વરેશે કપોલપાન્તે વદનપટે વક્ષસ્થળે ને દેહમૂર્તિને એ વણખીલી કળીઓ મારે છે. )

વસુન્ધરા મા મારો, સખીજન ! મા મારો
પુષ્પધન્વાનાં એ પુષ્પબાણઃ
પ્રાણને ચારણી શો શારી
ઉરનાં અમૃતને ઢોળી નાંખશે
સખીજન ! ફૂલફૂલનાં એ બાણ
ભલી હો ! મારો મા મુજને
અન્તર્ઝાળ જલાવી ન શમવે
( એક સખીને સમ્બોધીને )
શાપ થશે તુજને.
( બીજી સખીને સમ્બોધીને )
ભલી ઓ ! શાપ થશે તુજને
સખીજન ! ફૂલફૂલનાં એ બાણુવિ.

ચન્દ્રિકાઃ અમે પુષ્પના પરિમલે વધાવિયે ત્હને.

વસુન્ધરા નહીં સ્મના એ દીપથી જલાવો છો ત્હનેઃ

**માલતીઃ** ત્હારા અંગમાંથી અનંગના ફુવારા ફૂટિરે
ત્હારાં આંખ વદન હૃદયમાંથી કિરણુ ખીલિયે

**વસુન્ધરા** નહીં ઉરના અમીઝરણુ ધૂળમાંહિ ઢોળિરે
જાવી હો ! માગો મા મુજને
અન્તર્ઝાળ જતારી ન શમજે
(એક સખીને સમ્બોધીને)
શાપ થશે તુજને
(બીજી સખીને સમ્બોધીને)
જાવી ઓ ! શાપ થશે તુજને
સખીજન ! ફૂલફૂલનાં એ આનું નિ.

**ચન્દ્રિકાઃ** ન ઉતાર્યાં હો, વસુન્ધરા ! તેં
એ સ્વપ્નાની તન્દ્રાના ઓઢણાં.

(સખીઓ કળીઓ માથે જ ગખે છે.)

**વસુન્ધરાઃ** (નમી નમીને હસતી, ને હસી હસીને લજ્જા-
જલિમા મુખચન્દ્રને બચાવતી બચાવતી)

કોઈ યે જાગ્યું છે કદી
જીવનનાં સ્વપ્નાંઓમાંથી,
કે મ્હને જ જગાડશો એકને ?
કહું ? દિવસ ગલીપચી કરે છે
' આ ત્હમારો મોગરાની કળીઓનો માર નો

(વનમાંથી એક હાથી સરોવરજલમાં આવે છે. પૂર્વમાં
પ્હરોડ પ્રગટવા માંડે છે.)

આજના ગૌરીઉત્સવ પછી તો—

**ચન્દ્રિકા:** આજનો ગૌરીઉત્સવ ઉજવ્યા પછી
દિવ્યવાસીના દિદાર કરજો,
મનના મનોરથની મૂર્તિ જોજો.

**માલતી:** એ જોવા, લે, પોપચું ઉઘાડું.
(આંખ ઉપર તાકીને ફગી મારે છે)

**વસુન્ધરા:** (આંખડલીને પંપાળતી પંપાળતી)
એ પોપચાં તો ક્યહારનાં યે ઉઘડયાં,
મ્હારાં ને ત્હમારાં ય તે.

**ચન્દ્રિકા:** હા, આ! ત્હારાં રસપોપચાં ઉઘડયાં:
વસન્તપંચમીની વરધી દીઠી;
સ્વયંવરનાં આમન્ત્રણની લગ્નપત્રિકા
દેશદેશના રાજમહેલોમાં સંચરી ગઇ.
પણ ખટ માસ એ શે વીતશે!

**માલતી:** આ અળવીતરાં રહેવા દો હવે.
રજની ઊડી ઊડી જાય છે,
અણપડછન્દ પગલે સરી સરી જાય છે:
બારે માસે આવશે પાછી
આ ઉત્સવદિનની રજની.
ને વસુન્ધરા ત્યહારે ક્યહાં યે હશે,
સંસારના આ વનમાં કે પેલા વનમાં!

(ગાવતી સખીઓને વારે છે. પાછળ સરોવરજલમાં હાથીઓનાં જૂથ નાહે છે)

**વસુન્ધરા** તે ત્હારે ગમ જીવનો છે ને ?

**ચન્દ્રિકા:** ત્હારી પાસે રાસ ઝીલાવવો છે

**વસુન્ધરા:** ઝીલજો ત્હાર તો બ્હેના [illegible]ના

**માલતી** નહીં ગાઓ ત્યાં ન ગવરાવશું
ત્હમારે મનના મનોહરનો એ રાસ

**વસુન્ધરા** ના ઝીલો ને સંભારજો સૌ
નિજનિજના મનના મનોહરને

( ચન્દ્રકિરણ સમી સખીઓ રામચન્દ્રમા ગોળ નાચ કે નવનવ
ભેદના નૃત્યથી વસુન્ધરા ગમ ઉપાડ કે )

મનનો હરનાર મનોહર એ
હું ક્યહાં શોધું મનનો હરનાર મનોહર એ ?
સખિ ! ઘ તુજે મનનો હરનાર મનોહર એ !

જીવનનીર મ્હારા ઘેરા નેન બ્હનાર
જનકેરે મારે ઉભો એ,
વાર ભરીને ફેંડો પડઘાયો પાડયો [illegible]
દૈયે તો હેતથી ઝીલ્યો એ
ક્યમ જાય ચડી પે ભૂલ્યો એ ?
મનથી વગી છું ન્હાળો એ
હું ક્યહાં ગોતું મનનો હરનાર મનોહર એ !
સખિ ! હું કુંજે મનનો હરનાર મનોહર એ !
મનનો હરનાર રે

( સરોવર તટમા હાથીઓ ને હાથિણીઓ સૂંઢ ભરી નીર
અન્યોન્ય ઉપર ઢોળી ઢોળી જલક્રીડા કરે છે )

(સૂર્યનારાયણનાં કિરણોમાં હેમમૂર્તિઓ ઓગળી જાય તેમ સખીસંઘના ગદ દ્રવી પડે છે. સહુ ચિત્રવત્ નિઃશબ્દ રહે છે. અન્તે લજ્જાતી-શરમતીતરતી ચન્દ્રિકા આગળ આવે છે.)

ચન્દ્રિકા: क्षमा वीरस्य भूषणमः
વીરત્વભૂષણુ યશધ્વજી આપ શા
ચક્રવર્તીએ ક્ષમા તે વિસ્તારવાની
કે અમારી અડપલી સહિયરે
વીરોની મહામૃગયામાં વિઘ્ન પાડ્યાં.

ભરત: અવન્તીનાથની રાજકુમારિકાને કહેજો
આર્યકુલનાં પૂજ્ય ને વન્દનીય છે તે,
આર્ય યોષરાજોથી નિર્ભય રહે.
આર્યોમાં રાહુઓ છે નહીં,
અને હવે કદી યે રાહુનાં ગ્રહણુ
ચન્દ્રાનન સરોવરે આવશે યે નહીં.
(સુભટોને)
યોધરાજો ! વિન્ધ્યાટવિ વિશાલ છેઃ
ચાલો વીરભદ્રો ! બીજા મહાવનમાં
આપણી વનરમણાને કાજ.
(જતાં જતાં સ્વગત)
લ્હારે લોકવદન્તી જુઠ્ઠી નથી જરા યે.
કીર્તિકથામાં સાંભળ્યાં હતાં
ત્હેવાં જ દીઠાં સૌન્દર્ય ને વીરત્વઃ
આર્યકુલના સામ્રાજ્ઞીપદને શોભતાં.
(હ્રદયે હાથ પંપાળીને)
–પણ સાવધાન ! ભરતરાજ ! સાવધાન !

**ભરત.** કુમરિકાઓના રાજમહેલના ઉપવનમાં
રાત્રીભાગમાં આવનાર આપ કોણ?
અન્તકરણે મે જરી ન અવરોધ્યા!

**ભરત** પૌરવપુત્ર હું ભરતરાજ
અવન્તીની પટ્ટરાણીના પુણ્યદર્શને
કૃતાર્થ થયો આજે.

(નગરીઓ વધુ આશ્ચર્યચકિત થાય છે. ચન્દ્રિકા ને માલતી પરસ્પર નેત્રપલ્લવી માંડે છે)

આર્ય સુભટોની ભૂલ થઇ છે.
તપોવનમાં મૃગીની મૃગયા ન હોય,
તેમ કુમારિકાઓનાં ઉપવનમાં
જલક્રીડતા હાથીઓના શિકારે ન હોય.
શિપ્રાને સ્હામે તીર
આર્યોનાં શિબિર છે, દીઠાં હશે.
દેવપરવને કારણે હમણાં
એ દિવસનો યુદ્ધવિરામ છે:
હાથી શા મ્હારા આર્ય સુભટો
વિન્ધ્યાટવિના મહાવનમાં
હાથીઓના શિકારે સ્હડ્યા છે.
અજાણ્યે ભૂલ થઈ છે યોધરાજોની·
સુન્દરતાના ઉપવનમાં
આવા ભવભેદુ કોલાહલ ન હોય
ક્ષમા કરશો તહમારાં રાજકુમારી?

(સૂર્યનારાયણનાં કિરણોમાં હિમમૂર્તિઓ ઓગળી જાય તેમ સખીમંડળના મદ દ્રવી પડે છે. સાહુ ચિત્રવત્ નિઃશબ્દ રહે છે. અન્તે લજ્જાતી–શરમનીતરતી ચન્દ્રિકા આગળ આવે છે.)

ચન્દ્રિકા: क्षमा वीरस्य भूषणम्ः
વીરત્વભૂષણ યશધ્વજ આપ શા
ચક્રવર્તીએ ક્ષમા તો વિસ્તારવાની
કે અમારી અડપલી સહિયરે
વીરોની મહામૃગયામાં વિઘ્ન પાડ્યાં.

ભરત: અવન્તીનાથની રાજકુમારિકાને કહેજો
આર્યકુલનાં પૂજ્ય ને વન્દનીય છે તે,
આર્ય યોધરાજોથી નિર્ભય રહે.
આર્યોમાં રાહુઓ છે નહીં,
અને હવે કહી યે રાહુનાં ગ્રહણ
ચન્દ્રાનન સરોવરે આવશે યે નહીં.
(સુભટોને)
યોધરાજો! વિન્ધ્યાટવિ વિશાલ છેઃ
ચાલો વીરભદ્રો! બીજા મહાવનમાં
આપણી વનરમણાને કાજ.
(જતાં જતાં સ્વગત)
મ્હારે લોકવદન્તી જુઠ્ઠી નથી જરા યે.
કીર્તિકથામાં સાંભળ્યાં હતાં
હેવાં જ દીઠાં સૌન્દર્ય ને વીરત્વઃ
આર્યકુલના સામ્રાજ્ઞીપદને શોભતાં.
(હ્રદયે હાથ પંપાળીને)
–પણ સાવધાન! ભરતરાજ! સાવધાન!

સૂયમરશ્મીઓ ! સાવધાન
પ્રેમનાં પ્રથમ દર્શને.
આર્યત્વના દિગ્વિજયના મહોત્સવ પછી જ
માંડવાનો છે હૃદયનો પ્રેમવિજયોત્સવ

( સુભટપરિવારની પાછળ પાછળ જાય છે. પ્રાતઃકાલનુ પ્રગટતુ પુણ્યતેજ જતા ભરતદેવ ઉપર વર્ષે છે )

વસુન્ધરા (ચમકીને)
ગયા ?

ચન્દ્રિકા ગયા, હા, ભરતદેવ ગયા
ને હૈયાના પીંજરમાં પૂરી
ત્હને યે હરતા ગયા

માલતીઃ વસુન્ધરા ! ભૂલી પડી જીવનપથમાં,
ને દિલના પીંજરમાં પૂરાણી તુ.

સખીઓ દિલના પીંજરમાં પૂરાણી પ્રેમની પંખિણીઃ
મનની મનાઈ ત્હાં મહારાણી, પ્રેમની પંખિણી.
માપી લીધો મહાસિન્ધુ એક અન્જલીએ,
માપી લીધો પ્રેમસિન્ધુ એમ એક મીટેઃ
પછી આવરીને આંખડી ઉભી રહી, સખિ !
પછી ઢાળી દૃગપાંખડી ઢળી રહી, સખિ !
દિલના પીંજરમાં પૂરાણી પ્રેમની પંખિણી.
આત્મપાંખે ભેડી જોતી આકાશમાં,
જીવનવનમાં ઉડન્તી જે ઉલ્લાસમાં,
હવે પંખિણી પૂરાણી પાંજરપાશમાં:

રસનાં ફૂલડાંની સુવાસમાં,
અણદીઠાં અમૃતની આશામાં:
દિલના પીંજરમાં પૂરાણી પ્રેમની પંખિણી.

ચન્દ્રિકા: ગૌરીપૂજનના આજ જાગરણમહોત્સવે
દિલના દેવનાં દર્શન થયાં હને.

માલતી: પણ દિલના દેવે દર્શન દીધાં
ત્હારે તો દેવ શું બોલ્યા યે નહીં!

વસુન્ધરા: દેવનાં દર્શન વેળાએ તો
દર્શન કરવાનાં કે વાર્તા!
દિલ દિલ શું બોલતાં હતાં.

ચન્દ્રિકા: 'દિલના અબોલ બોલ ઝીલતાં બતાવો કોઇ.'
એ અમને તો શીખવ, બાઇ!

વસુન્ધરા: ત્હમારી યે ગૌરીપૂજા ફળશે,
ને જીવનપન્થે જીવનદેવ મળશે એટલે
શીખશો હું યે નથી શીખી એવું ય તે.
પૂર્વ પ્રગટી છે, સખીઓ!

માલતી: ત્હારાં સૌભાગ્ય સરિખડી!

વસુન્ધરા: પણ આડાં વાદળાં છે
અવન્તીનાથના અરિપણાનાં.

ચન્દ્રિકા: જાગરણ મોડાં થઇ ગયાં.
વસુન્ધરા! ચાલો ચન્દ્રમહેલમાં.

માલતી: એને તો વાર છે હજી.
ફૂલડાં વીણી વીણીને
પગલાં પૂરશે ને પૂજશે પૌરવનાથનાં,

પાછળ પૃથ્વી ઉપર પડેલાં
આપણે આવે

**ચન્દ્રિકા.** આવ્યા ત્હારે ઉચ્ચરી મે નદી,
ને ગયા ત્હારે દિશાઓ ગોધરો દે
પ્રભાતને પ્રેમપોકારે જગાડી જગાડીને
(સખીઓ જાય છે)

**વસુન્ધરા** (ઘડીક ચિન્તનમુગ્ધ મૌન રહીને પછી)
શો સિંહ શો પધાર્યો,
ને દેવ શો સિધાવ્યો ?

(મહાવનમાંથી, રીંછ શા, નીરવ પગલે અઘોરનાથ ને ભીષણમન્યા દસ્યુપરિવાર સાથે આવે છે.)

એ તે આર્ય નૃપાલ.
પૃથ્વીનું પુરપાતન ને સ્વર્ગનું દેવત્વ
વીરત્વ એટલે જ વિનય
મ્હને વિનયે બાંધી વિવશ કીધી
ગયો, ને હરી ગયો મ્હારા પ્રાણ

(વિચારજલમાં ડૂબે છે ફરતો દસ્યુઓ ઘેર માંડે છે.)

પણ અવન્તીને સ્હામે તીરે તો
યુદ્ધના મોરચા માંડ્યા છે ને એમણે ?
મ્હારા પ્રારબ્ધ આડું જ પાડ્યું છે

**અઘોરનાથ:** હા, પુણ્ય એટલાં ઓછાં છે.
પૃથ્વીકુંજની પટ્ટરાણીને
પ્રારબ્ધ આડું પાડ્યું જ છે
ભીષણમન્યા ! ન્હઓ,

ને લઈ જાઓ ગંગાદ્વારે:
અને રાખજો એ જલભ્રામણીઓમાં.
લૂંટમાં ન ફાવ્યા તો ચોરી

(વસુન્ધરા મૂર્છા પામે છે. મૂર્છાવશ વસુન્ધરાને ભીષણમન્થા વેલી પેઠે તેડીને માર્ગે પળે છે. પાછળ પગલાં ભૂંસતા ભૂંસતાં દસ્યુઓ ને અઘોરનાથ જાય છે.

એવે વીજળીઓના ઝબકારાઓ જેવું દેવાંગનાવૃન્દ ઉતરે છે. ચન્દ્રાનન સરોવરને જનસૂનું નિરખે છે.)

**એક દેવાંગના:** આ જ અવન્તીનું ચન્દ્રાનન સરોવર ને!

**બીજી દેવાંગના:** ચન્દ્રાનન સરોવર તો આ જ.
જા, ને જો મંહી ત્હારો વદનચન્દ્ર.

**પહેલી દેવાંગના:** પુરુપ્રવીરની મહારાણીજી શકુન્તલાના
ઉછળીતા ઉરભાવ જાણીને
મેનકાએ કીધેલી પ્રાર્થનાથી
દેવપતિએ પાઠવ્યાં છે આપણને અંહી
પૃથ્વીની પદ્મણીને સ્વર્ગસુન્દર સજવા.
અંહી તો સૂતા છે આ ચન્દ્રમહેલ.

**બીજી દેવાંગના:** સૃજન પહેલાં અવકાશે સૂતો હતો.

**ત્રીજી દેવાંગના:** વસુન્ધરાનું હરણ થયું છે.
સારસસંઘની પગલીઓ સરિખડાં
જૂઓ આ પગલાં ઉચ્છેદાંની રેખાવળ.

**બીજી દેવાંગના:** (આભમાં ઉંચે ચ્હડી આશપાશ નિહાળીને)
એ જાય ગંગાદ્વાર ભણી,
દસ્યુઓનાં દળવાદળઃ

જાણે ધૂળના વંટોળ.
વચ્ચે છે સૂરજમુખી સુન્દરી.

ત્રીજી દેવાંગનાઃ ચાલો ત્હારે એ દિશામાં,
ગંગા ને સાગરના સંગમતીર્થે.

( મારસડાંની હારમાલા સરિખડી કુંકુમવર્ણી દેવાંગનાઓ ગંગાદ્વાર ભણી આકાશમાર્ગે પરવરે છે. પાછળ સૂનાં સૂનાં ચન્દ્રાનન સરોવરનાં ઉપવન એકલા રહે છે. )

---

## પ્રવેશ બીજો:

### શિપ્રાનાં આરાઓ

(વર્ષાવૈભવવન્તી વિશાલપટવાળી શિપ્રા ગમ્ભીરભાવે વહે છે. એક કાંઠે આથે અર્ધચન્દ્રાકાર આર્યસેનાનાં શિબિરો છે, ને મધ્યમાં આર્યધ્વજ ઉડે છે. સ્હામે કાંઠે ઉજ્જયિનીનો ન્હાની ન્હાની દેહરીઓ માંડેલો બ્રહ્મઆરો, ને પાછળ જયતોરણશણગાર્યો રાજમાર્ગ, ને રાજમાર્ગને તીરે ઉજ્જયિનીની ધ્વજધારી હવેલીઓ આભથી વાતો કરે છે.)

**વજ્રધન્વા:** સુભટપતિ ! ભરતદેવ પધારશે ?
અવન્તીનાથે સ્વયંવર આદર્યો છે.

**ઋત્વિજરાજ.** ભરતદેવ પધાર્યા છે
માટે તો મંડાયો છે એ સ્વયંવર.

**મહારથી:** કાં ભૂલો છો ભરતદેવનાં વ્રત ?
આર્યત્વના દિગ્વિજય શિવાય
અન્યને કાજે અણુ જેટલું યે
ભરતદેવના હૈયામાં સ્થાન નથી હમણાં.
પહેલો દિગ્વિજય ને પછી સ્વયંવર:
એ ભરતદેવનું વ્રત છે.

**સુભટપતિ:** સ્વયંવરે એક રાજનીતિ છે:
રાજમહારાજોને રાજનગરે આમન્ત્રી
યુદ્ધકાલે પક્ષ સબળ કરવાની.

**વજ્રધન્વા:** અહોહો ! તો તો અવન્તીમન્ત્રીઓ દીર્ઘદ્રષ્ટા.

**સુભટપતિ:** ભુલાય છે, વજ્રધન્વા !

સબળ કરવો એટલે શું ?
નિર્બલને સબલ કરવાના હોય:
સબલને સબલ શા કરવાના ?

**વજ્રધ્વજ:** અમે તો ધનુર્રાગી.
અમને ઉકેલતા ન આવડે
પ્રસંગોના આવા અટપટા અર્થ.
આનુ નામ યુદ્ધમન્ત્ર ને રાજનીતિ ?
કહો તો ગિરિશિખર છેદુ,
ઉજ્જયિનીના રાજમહેલના કળશ પાડું.
આ નો યોધરાજોના અંકગણિત નહીં.

**સુભટપતિ:** તો યોધરાજોના મહિમાને શોભતું
સુણવું છે આર્યકથાનું પેલું મહાગાન
કણ્વાશ્રમના ઋષિકુમારોનું ?

**વજ્રધ્વજ:** ભરતદેવને પ્રિય છે તે ?

**ઋત્વિજરાજ:** આર્યાવર્તનાં નગરનગરે વિચરી
નગરચોકમાં ઋષિકુમારો ગાય છે તે.

**ચાર ઋષિ-કુમારો:** (આર્યધ્વજ પાછળથી સન્મુખ આવીને)
સુણજો આર્યજનો ! આર્યદેશની મહાકથા.
મહાપ્રજાઓ તણી મનોહારિણી;
ઇતિહાસોના યુગની ચરત્નાકર્ષિણી;
પૃથ્વીમહેલની પરમ મોહિની;
પ્રકૃતિ માતની લાડકોડયૌવનભર દુલહન હો !
કોટિ કોટિ નરનાર ! ગાઓ એનાં મહાગાન;
એક મુખે, એક શબ્દે, એક ભાવે, ભારત કુલ !

આન સરોવરની નિર્મલતા,
કાશ્મીરકુંજોની કમનીયતા,
વનલક્ષ્મીના હરિતવલિત સોહાગસુન્દરતા;
કાંચનગંગની સુવર્ણલેખા,
મલયગિરિની પરિમલ રેખા,
ગૌરીશંકર–ધવલગિરિની અદ્વિતીય ઉન્નતતા;
દ્વારિકાની અમૃતતત્વગીતા,
મોક્ષપુરીઓની મોક્ષપ્રદતા,
ધર્મધામનગરી કાશીની જ્ઞાનગૌરવતા;
પાટનગરીઓ તણી પિતામહી હસ્તિનપુરીના
ભવ્ય ભાગ્યગ્રન્થ હો !
શકપ્રવર્તક સમ્રાટોના
લોકહિતસ્વી નિત્યયશસ્વી મહાતપસ્વી
દિવ્ય જીવનપન્થ હો !
કોટિ કોટિ નરનાર ! ગાઓ એહ ગુણગાન.
ગાઓ એ મહાકથા વિ.

( શિપ્રાને સ્હામે તીરથી આવી એક અર્ધચન્દ્ર બાણ આર્યધ્વજના ધ્વજદંડને અથડાઇ ભાગી નીચે પડે છે. )

**યોધરાજ:** ( અવન્તી ભણી નિહાળીને )
આર્યોનો એ તો વજ્રનો છે ધ્વજદંડ.
આર્યોના ધર્મધ્વજને પાડનાર જન્મ્યા નથી,
જન્મવાના યે નથી ત્રિકાલમાં.
અનાર્યોના એવા ગર્ભ જ નહીં જન્મે.

**ઋત્વિજરાજ:** આર્યત્વ એટલે જ સનાતન ધર્મ.
આર્યધર્મ પડે તો

આભનો થાભલો પડે,
ધર્મ માનનો પાયો પડે

**યોધરાજ** પણ સુભટપતિ ! જોજો હવે
એ યવનગનના યોધરાજની તો અવદશા

**સુભટપતિ** પ્રાણ મા હણતા, યોધરાજ !
પ્રાણ તો રણસંગ્રામમા જ હણાય

**યોધરાજ** ના પ્રાણ નહીં હરું, સુભટપતિ !
યોધજનને પ્રાણથી યે વ્હાલા
ગૌરવ ને મહિમા હરી લઉ છુ

( ઉજ્જયિનીના રાજમાર્ગેથી આર્યધ્વજ ઉપર અર્ધચન્દ્ર મૂકનાર હયસ્વામી સેનાની ઉપર ચક્ર છોડી યોધરાજ તીરછી દૃષ્ટે નિહાળી રહે છે ચક્ર જઈને હયરશ્મીઓ કાપે છે, હયસ્વામીના હાથમા કપાયેલા રશ્મીછેડા જ રહે છે, લગામ-વિહોણો થતા અશ્વ ચમકે છે, આડ થાય છે, હયસ્વામીને પછાડી ભાગી જાય છે

એક ધનુર્ધર આર્યસુભટો સમીપ આવે છે )

**ધનુર્ધર** આર્યસેનાનો જય હો !
મહારાજ ! લોકવદન્તી છે કે
અવન્તીકુમારિકાનુ હરણ થયુ.

**સુભટપતિ** આજે પ્હરોડિયે જ નિરખ્યા છે ને
જગતના એ સૌન્દર્યઅવતારને,
વીર રમણીઓના શિરમુગટને ?

**બીજો ધનુર્ધર** (પ્રવેશીને)
ભરતદેવનો જય હો !

અવન્તીમાંથી વાર્તા આવી છે કે
ગગાદ્વારના અઘોર દસ્યુઓ
નરમેધમાં હોમવાને કાજ
ચન્દ્રાનન સરોવરના ચન્દ્રમહેલમાંથી
અવન્તીકુમારીને હરી ગયા.

મહારથી નરમેધમાં હોમવાને કાજે ?

ઋત્વિજરાજ નરમેધની વેદીએ પદ્મણી હોમવાનુ
દસ્યુઓ મહાપુણ્ય માને છે

વજ્રધન્વા અવરોધવુ જોઇએ એ તો આર્યોએ
ગગદ્વારના પુણ્યતીર્થે તો
સુભટપતિ ! પુણ્યયજ્ઞો જ હોય
અવન્તીનાથના હાથ લાંબા ન હોય
તો આર્યોએ અવરોધવો ઘટે એ નરમેધ

સુભટપતિ આર્યત્વનો મહિમા આપણને છે,
ભરતદેવને એથી યે અધિકો છે
મહારાજને ચિન્તા છે સમસ્ત આર્યદેશની

(ધનુષ્ય ઉપર જયધ્વજ ફરકાવતો એક દૂત, અને પાછળ સેનાનીઓનો પરિવાર આવે છે)

દૂત સિન્ધુદેશનો હુ દૂત છુ,
સુભટપતિ જોગીશ્વરે પાઠવ્યો છે.
કહાવ્યુ છે સિન્ધુનદના ને સિન્ધુદેશના
ઉછળતા જલપૂર શાન્ત થયા છે,
ઉપર આર્યહોડીઓ તરે છે

યોધરાજો - ભરતદેવનો જય હો !

**પ્રજાજનો** દૂતો ફરફરતો જયધ્વજ જો
ઉચ્ચારે છે જયવાર્તા જગની

( બીજો ધનુર્ધર પ્રવેશે છે )

**ધનુર્ધર** મહારાજનો જય હો
સુભટપતિ ફરમાનને લીધે
એ દિવસ યુદ્ધવિરામ છે
તો મહારાજ ભરતદેવ આશ્રમે ગયા છે

**સુભટપતિ** પણ આવતી કાલ તો
યોધરત્નોના રણખેલનો અખાડો છે ને ?

**ધનુર્ધર** મહારાજ ભરતદેવે કહ્યું છે કે
સુભટપતિ આચરશે સુભટોનો એ અખાડો

( જાણે પૃથ્વીમાંથી જ પ્રગટતો હોય એમ એક વ્યાઘ્રાંબરધારી એકાએક આવે છે )

**વ્યાઘ્રાંબરધારી** તમારે વાઘ થવું છે કોઈને ?
માણસના વાઘ સરજું છું

**મહારથી** શું ? શું કરો છો આપ ?

**વ્યાઘ્રાંબરધારી** માણસના વાઘ

**ઋત્વિજરાજ** એ તે ઉનતિ કે અવનતિ ?

**વ્યાઘ્રાંબરધારી** એના બલધારી સ્કન્ધ,
એવી અંગારા શી આંખો
એવો લોહીતરસ્યો મુખગોખ,
એના કરાલ દંષ્ટ્રખીલા,
એની વજ્ર શી પ્રાણહારી આંગળીઓ,
આપહિંડોળ શા હિંડોળા ખાતા

એવા જોમવન્તા પગહિન્ડોળ
માણસનો એવો વાઘ
એવા કીધા છે મ્હેં
અવન્તીકુમારના અંગરક્ષકોને.

**સુભટપતિ** પુરુષવ્યાઘ્ર ને નરશાર્દૂલ
આર્યોમાં યે છે અલબેલડા
પણ અમારે તો પુરુષત્વ પહેલું,
ને શાર્દૂલત્વ પછી છે
આર્યોનાં શરીર સિંહના છે,
પણ આત્મા દેવના છે.

(આવ્યો હતો એમ જ એકાએક વ્યાઘ્રામ્બરધારી અશોપ થાય છે.)

**વજ્રધન્વા** વ્યાઘ્રામ્બર ધાર્યે વાઘ નથી થવાતું.
વીરના વાઘા સજે તે વીર નથી,
વીરત્વ સજે તે વીર છે.
સુભટો કાલે ઓળખાશે
યોધરાજોના અખાડામાં.



## પ્રવેશ ત્રીજો:

### અમરકંટકના યોગીરાજ:

( ગાઢ વનની વાદળ ઉડી ગહન કુંજોમાંથી નર્મદાનું મનોરમ ઝરણું, જાણે અમરકંટકના હૃદયમાંથી નિર્ઝરતું, વહે છે. ત્ય્હાં-ગિરિ વન ને જલને તીરે એક ગુફા છે. ઉપર વૃક્ષોનાં છત્ર છે, લતાઓના તોરણ છે. ફૂલમંજરીઓનાં ઝૂમખાં છે. ફૂલપલ્લવનાં ને તોરણ નીચે ગુફાદ્વારમાં અમરકંટકના યોગીરાજ ઉભા છે, ને જાણે ત્‍હેમના ચરણારવિન્દમાંથી ફૂટતી હોય ત્‍હેની રેવાની જલમેરો ઉછળે છે. કાળાભમ્મર આટાપટાવાળાં વાઘ ને વાઘણ યોગીરાજને બે પડખે લાડતાં હોય છે.

વનઘટાઓમાંથી એક હયસ્વામી આવે છે, ને અશ્વેથી ઉતરી અશ્વને પંપાળી થાબડી વનહરિયાળીમાં રમતો છોડી દે છે. યોગમ શોધતા-નિહાળતા હયસ્વામી જલઝરણ ઓળંગી ગુફાદ્વારે પધારે છે. )

**યોગીરાજ:** આવ, વત્સરાજ ભરત !

ત્‍હેં સંકલ્પ કીધો ત્ય્હારથી જ
મ્હેં જાણ્યું હતું કે તું આવીશ.
પધાર, જગતના ચક્રવર્તી !

( આશ્ચર્યાનન્દથી ક્ષણેક ચકિત જેવા ભરતદેવ ક્ષોભ વિસારી યોગીરાજને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે. )

**ભરત:** ( પૃથ્વી ઉપર પડ્યાં પડ્યાં )

સાંભળ્યું હતું એથી અધિકું દીઠું.
હિમના શિખર સમોવડું
મ્હારૂં અહમ્ ઓગળી જાય છે.

(નમીને યોગીરાજ ઉઠાડે છે, ને હૃદય સાથે ચાંપે છે)

હું ચક્રવર્તી નથી હજી
યોગીન્દ્ર ! તારો–દિલાગે સંબોધો
ઉરન્માગનો ગમૃતદીરગ આપો

**યોગીરાજ** જો આ, પૌરવસૂ !
ઝીણું ઝીણું ઝમઝમતું ઝરણું
અમરકંટકની આ ગોકમર નર્મદા છે ?
કે મહામાગરી બાહુશાખા સરી
ભૃગુ ઋષિના આશ્રમ આગળ નર્મદા છે ?
વત્સગર ! જન્મ્યો ત્યારથી જ
તું નરન ને તું ચક્રવર્તી

(ઘડીક વાતાવરણ ભણી ને ઘડીક યોગીરાજના મુખડે ભરતદેવ નિહાળે છે તે જોઈને)

ત્હારે ક્યહાં એ આશ્ચર્યો છે ?
છ વર્ષનો બાળક હતો ત્હારે
પાળતો, પપાળતો, દાંત ગણતો
બાળ યોગીઓના એ રમકડાં છે રમવાના

**ભરત** છટાળવાયા આશ્ચર્યો તો મ્હેં યે દીઠાં છે
આ તો આશ્ચર્યોની મહાકુંજ છે.
મુખશીર્ષના શ્વેત જટાઝુંડવાળા
અમરકંટકના યોગીરાજ કલ્પ્યા હતા
અહીં તો યૌવનનો તેજભાર નિરખું છું
મુખપ્રભાનથી ચક્રવર્તીના રત્નો યે ઝંખવાય છે

**યોગીરાજ** (હસતા હસતા)

યૌવન આત્માનું છે કે દેહનુ ?
આત્માને જરા ચ્હડી
ત્હેનો દેહ વ્હેલો જરજરશે,
આત્માના યૌવન જાળવ્યા
ત્હેના દેહના યૌવન દીર્ઘ કાળ જળવાશે.
સંસારીઓને આશ્ચર્યો ભાસે છે
એમ યોગીઓની એ નિત્યવસ્તુઓ છે.
આવ, વત્સ ! બેશ શિલાપાટે
જલ ને ફલાહાર લાવુ ગુફામાથી

(ભરતદેવ શિલાપાટે વિરાજે છે. યોગીરાજ ગુફામાં જઇ કમંડલમાં જલ ને તુંબીપાત્રમાં ફલ લઇ આવી શિલાપાટે દર્ભાસન ઉપર મૂકી સ્હામા શિલાપગથારે બેસે છે.)

**ભરત** (આશ્ચર્યથી)
ચેલો યે નથી ? યોગીન્દ્ર !

**યોગીરાજ.** હુ ચેલો ને હુ ગુરુ.
સંસાર તજી એકાન્ત વાસવો,
ને વળી એકના બે કરવા ?
તુ આવે તો ગુરુ સ્થાપું.
ત્હારા લલાટપત્રે લખેલુ છે,
તુ જૂવે તો વાચે, કે
પૃથ્વીનુ વા યોગનુ ચક્રવર્તિત્વ ત્હારૂં છે.
તું આવે તો, વત્સ !
ગહનના નિજ ભંડાર ઉઘાડી નાંખે

**ભરત** યોગીન્દ્ર ! યોગીજનો એકાન્તને મ વરે છે ?
જગન્નાથે સરજ્યો આ જગતનો તિરસ્કાર–

યોગીરાજ  જગતની ને જગજ્જનોની હાય
યોગીઓથી સુણી–સહી જતી નથી

(યોગીરાજની આનન્દમુદ્રા ઉપર થઇને એક વાદળછાયા વહી જાય છે.)

ભરત:  કોયલ ન દેખાય ને ટહુકો સભળાય
કૂવવેન અણદીઠી હોય ત્હો યે ફોરમ ફોરે
નિર્જન એકાન્તવાસીઓના યે જીવનપરિમલ
જગતભરમા એમ ઉડી રહે છે
પુષ્પો કે નરપુષ્પો છૂપાવ્યા છૂપાતા નથી
વિન્ધ્યાટવિને વીંધી ઉતરવા અભિલાષ છે.
તે પછી સાગરમાઝા યે ઓળગીશ
આર્યાવર્તની સીમા અસીમ કરવી છે
જીવનનો એક મન્ત્ર આપશો?
જપતો જપતો જાઉ.

યોગીરાજ.  સર્જનકાલનું પ્રભુવેણ છે કે
આર્યાવર્તની ને પૃથ્વીની સીમાઓ
એક થશે, વત્સરાજ!
આર્યકુલનો ઇતિહાસ અદ્વિતીય છે,
ને અનુપમ રહેશે કાલના અન્ત સુધી.
શું સન્યાસીને કે શું ગૃહસ્થને,
યોગીને, ચક્રવર્તીને, કે સ્વયં પ્રભુને,
એક જ છે જીવનનો લક્ષ્ય લોકકલ્યાણ
પૃથ્વીનો પગથાર અવિભક્ત છે,
પૃથ્વીપીટનો મહાસાગરે
એક ને અખડ છે.

દેશદેશના-પ્રજાપ્રજાના ખંડ
પરમાત્માએ પાડેલા નથી,
એ દિવાલો રાજદ્વારીઓએ રોપેલી છે.
સૂર્ય ચન્દ્ર વાયુ કે વર્ષા
પ્રકૃતિના એ મહામન્તાનો માનતા જ નથી
મનુષ્યમાડ્યા દેશવિભાગ કે પ્રજાખંડો.
તું યે સંસારનો સૂર્ય છે,
મનુષ્યજાતિને એક માનજે, એક કરજે:
સારી અવનીનો આર્યાવર્ત બનાવજે.
આત્માની ભૂખતરસથી પીડાતું-પોકારતું,
જા, જગત ત્હારી વાટ જૂવે છે.

**ભરત:** પણ એક જ મહાશબ્દ:
એક જ્યોતિ, એક કિરણ,
અણજાણ્યા માર્ગનો એક ભોમિયો,
જીવનનો એક જન્ત્ર યાચું છું: આપશો?

**યોગીરાજ** યોગીજનોએ સંસાર ત્યાગ્યો,
સંસારની વાતો ઝાઝી ન કરે
પણ સંસારકલ્યાણને વિસારે નહીં.
મહાવનમાં યોગીજન ફરે-વિચરે,
સમાધિમાં ત્હેનાથી વધુ રહે
બોલે-ઉચ્ચરે ત્હેનાથી ચિન્તન વધુ માંડે.
ત્હારી જગતયાત્રામાં એક મન્ત્ર ગોખજે:
**ગોત્રસમાસ.**
સંગ્રામજયથી યે અધિકો છે
જયસિદ્ધિનો એ જયમન્ત્ર.

આર્યકુલનો તો એ મહામન્ત્ર છે.
પરગોત્રમાંથી વધુરત્નો પધારી
આપણા ગોત્રની માતાઓ થાય છે;
દૈયાનાં અમૃતથી આપણાં સન્તાનોને
ધવરાવે છે, ઉછેરે છેઃ

અન્ય દેશોના ઉત્તમોત્તમને,
અન્ય પ્રજાઓના પ્રમુખ નરરત્નોને
એમ ત્હારા ગણી વર્તજે,
કે પછી ત્હારાંને પોતાનાં ગણી
તે પાળે, પોષે, ને ઉછેરે.
જા, વત્સ ! જાઃ

પૃથ્વીભરમાં ત્હારો જય છે.
ર્‌હેં આજે મ્હારામાં સંસાર જગાડ્યો.
જાઃ વનાટવિ ને ભવાટવિના માર્ગો
ભૂલભૂલામણા છે, ભૂલો પડતો મા.

જગતની ભૂલભૂલામણીમાં
  રખે ! બાપુ ! ભૂલો પડતોઃ
જજે, શર શો, જીવનપન્થે
  સીધો, ઇતિહાસને ઘડતો.
નદીનું આ વહે ઝરણું,
  કિરણ ઉતરે પ્રભાવરણું;
સજન ! એ ભાગ્યનું ભરણું:
  અમૃતનો ઓઘ જો ! ન્હ્ડતો.
જગત સુણ ! જો ! પુકારે છે,
  શું આવે કો ! હ્યારે છે ?

કરજ એ આર્ય! ત્હાર છે,
　　યુગેયુગ! ઉરે ધરજો

વરસ એ મેઘને ત્હારે
　　ભીંજવ જગને ગુણધારે
જુવે તુજ વાટ ભવઆગ
　　ભૂખ તરસ્યા ના આત્મન્ તો

ભરત　(ગદ્ગદ કંઠે પાછા ફરતા)
આદેશ! ગુરુદેવ! આદેશ!
જાઉ છુ જગતમા પાછો હું
આજે જાણ્યુ સ્વર્ગમા મહ ઉડિયુ ખોયુ

(હસ્તાંજલિ કરી રહી ભારતદેવ પાછે પગલે જવા માંડે છે)

યોગીરાજ　તું યોગાશ્રમમા આવ્યો હોત,
મહાયોગીઓની શિરતાજ માનનો
તે તુ ગુરુ થાત
યોગમાર્ગ ખૂલે છે,
સંસાર તે પામજે!
આર્યાવર્તના કેટલાય રાજકુમારો
જગતમા જગતગુરુ થઈ નીવડશે,
યોગીજનોમા ઘનાનિની એ યોગવાણી છે

(ભારતદેવ આવે જાય છે એટલે ગેબના ગગનના મેઘના સમા ઉચ્ચ મહાશબ્દે)

तव वर्त्मनि वर्तता शिवम्,
पुनरस्तु त्वरित समागमः;
अयि साधय साधयेप्सितम्
स्मरणीया समये वय वय

---

કોટિ નરનારની ભકિત શી શકિત હો !
કેટિ રવિચન્દ્રની કાન્તિ શી કીર્તિ હો !

હસ્તે બલપૂર હો !
પાનને અભય હો !
નેત્રે સુરઅગ્નિ હો !
ભાને જયજ્યોત હો !

જયતુ ! અવિ ! જયતુ ! જગજ્જોધ ! ત્હારા

(ધનુર્ધ્યકાર કરીને)

પૌરજનો ! દ્રુપના દુર્ધમન યોધરાજો !
જાણો છો તે ફરીથી સાભળો
પાચ શરતો આજે ખેલાશે
ત્રણુછત્રુ દશ રગઅખાડો છતશે
અખાડમા ઉતરે ત્હેમના યોધધર્મ,
તીરે બેઠેનાના પ્રેક્ષકધર્મ
આર્યસેનાના ધર્મમૂર્તિ ઋત્વિજરાજ
રગઅખાડાના મહાઆચાર્ય છે
ગદાપરીક્ષાથી આરમ્ભ મડાશે

(બે આયોધ ને બે અવન્તીયોધ, સરોવરમા તરતા નાનકા શા ઉન્નામનહરે લહરતા, રગઅખાડામા ઉતરે છે વજ્રનવા આયયોધને ને વ્યાઘ્રામ્બરધારી અવન્તીયોધને બિરદાવે છે )

**ગુપ્તપતિઃ** શામળા શિલાદડ શા ઉભેલા
આગલીના થડ છે પેલા ચાર
એક ગદાપ્રહારે ભાગનારા છે
યોધરાજના બાહુબલના વજ્રપાત પારખશે તે

( ગદાદંગની પદવન્દના કરી આર્ય યોધમલ્લ એક મહા ગદા ઉપાડી, નાઘુખ ડગા પગ ફેરવી, દઢ પગને જઈ એક થડસ્થભને મારે છે, ને પાડે છે )

પ્રેક્ષકવૃન્દ: શાહ્બાશ

( અવન્તીયોધ ગદા લઇને દોડે છે, જઇને થડને મારે છે થડ ડોલતું યે નથી )

અવન્તીના સેનાનીઓ } ( મશ્કરીમા હસતા હસતા ) શાહ્બાશ

( બીજો આર્યયોધ યોધરાજોને વન્દના વન્દી મહાગદા ફેરવતો થડમાલાએ જાય છે, ને દઢ પ્રહારે થડને પાડી ત્રણ કટકા કરે છે )

પ્રેક્ષકવૃન્દ શાહ્બાશ, યોધરાજ !

( અવન્તીનો બીજો યોધમલ્લ ક્ષત્રિયરાજને વન્દન વન્દી, મહાગદા પારખી, ઉપાડી, સુસ્થિર ડગને જઇ, એકસઉગ્રા થડ દડને વજ્રપ્રહારે ચૂર્ણ કરે છે )

સર્વ પ્રેક્ષકગણ જય જય હો ! એ સુભગનાથની મન્દારમાળા

ઉદ્‌ગાતા અવન્તીનાથનો જય હો !

( વ્યાઘ્રચર્મધારી નિજ વ્યાઘ્રામ્બર સંકોરે છે )

ચાર તાડથભે છોલ્યા નાળિયેર છે,
ચક્ર છોડી યોધરાજે છેદવાના છે

( બે આર્યયોધ ને બે અવન્તીયોધ રંગઅખાડામા ઉતરે છે આર્યયોધ નેમ લઇ ચક્ર છોડે છે, થડને આથડાઇ પડે છે પ્રેક્ષકવૃન્દ હસે છે

અવન્તીયોધ તીરછી દ્રષ્ટે તાડમાળા નિરખી રહી ચક્ર છોડે છે, ને થડને છેદે છે પ્રેક્ષકમેદની અવાક્ રહે છે.

બીજો આર્યયોધ સુભટપતિના આશીર્વાદ લઇ દક્ષતાથી લક્ષ્ય સાધી ચક્ર છોડે છે, નાળિયેરને મધ્યમાંથી છેદી ઉપરની અર્ધ ખોપરી ઉડાડે છે નીચેનુ અર્ધું ફળ તાડથડની બેસણીએ જ બેગી રહે છે )

સકલ પ્રેક્ષકગણ } ધન્ય હો! યોધરાજ! ધન્ય હો!

( બીજો વિશાલાક્ષ અવન્તીયોધ આગમાં મીરો ભરતો નેમ લે છે, ને નેમ લેતા લેતા પગ લપસે અગુલિ ઉપરથી ચક્ર પડી જાય છે )

ઉદ્દગાતાઓઃ આર્યકુલનો જય હો!
હવે આગપરીક્ષા મંડાશે,
લીમડાના થડમાં મારો, યોધરાજો!
ને વીધો સકલ સ્કન્ધબલથી.

( યોધચતુષ્ક્ય રંગઅખાડામાં ઉતરે છે. એક આર્યયોધ શિવાકારે લોહસાંગ ઉપાડે છે, ઉપાડતાં સાગબાર નીચે ચાપ શી દેહ નમી જાય છે. સાંગ ઉપડતી નથી, પ્રેક્ષકમેદની હસે છે. અવન્તીયોધ આવી આર્ય યોદ્ધાને છોડાવે છે, ને એ જ સાંગ ઉપાડવા મથે છે, પણ ઉપાડી ઉપડતી નથી.

આર્ય યોધરાજ મહારથી, સુભટપતિને વન્દન વન્દી, એ જ લોહસાંગ સ્કન્ધકુંચી ઉપાડી જઇને નીમવૃક્ષના થડને મારી આરપાર વીંધે છે. )

પ્રેક્ષકવૃન્દઃ ધન્ય હો! સુભટરાજને ધન્ય હો!

(બીજો અવન્તીયોધરાજ સાંગ ઉપાડી વૃક્ષથડે જઈ સાંગ ફેંકે છે, પણ સાંગ વૃક્ષરાજના થડભાગમાં જ ભોંકાઈ થંભે છે.)

ઉદ્દગાતા: આર્યકુલનો જય હો!

(આર્ય સેનાનીઓ ઉત્સાહમાં ડોલે છે, અવન્તીના યોધરાજોને ઝાંખપની છાયા સ્હડે છે.)

હવે રથ પરીક્ષા થશે.
પાણીપન્થા, પવનવેગી,
વીજળીધાવત, મનઉડન્તા,
અશ્વરાજો અવનીને ઓળખાવો.
ચૌદ પળનું ચોઘડિયું છે પ્રત્યેકને.

(એક આર્ય રથી રાતા અશ્વરાજોના મહારથને ખેડે છે. અશ્વરાજો અધ્ધર ઉડતા શા વિચરે છે: રથધ્વજ તો જાણે અન્તરિક્ષચારતી મહાકટાર શો સોહાય છે. લોકસંઘ કુતૂહલ-લોચને નિરખે છે.

પછી અવન્તીનો રથી અટાપટા અશ્વરાજોને રથે રંગઅખાડો ખેડે છે. બે પળ પછી અશ્વરાજો ઝાલ્યા રહેતા નથી:

બીજો આર્યરથી દૂધન્હવરાવેલા શ્વેત અશ્વરાજજોડેલો રથ ખેડે છે. અશ્વરાજોનાં ડોક લંક પદ પગલી જલનૌકાના અવયવો સમા ડોલે છે, ને વેગ પાણીના પૂર શો ઉછળે છે.)

**સભામંડપ:** શા ઘોડા ને શો રથી!
ધન્ય હો! ધન્ય હો!

(અવન્તીકુમાર ઉઠી કવચટોપ ઉતારે છે. મહામલ્લની આંખે એક મીટમાં રંગઅખાડાને આપી-આરી પી જાય છે.)

**અવન્તીકુમાર** સૂત ! મારુતરથ લાવો મ્હારો,
પર્ણુંવર્ણા અનકાના અશ્વરાજો લાગો
મગધદેશના રણધ્વજથી સોહામણો

( પર્ણવર્ણા અસમાના અશ્વરાજજોડેલો અવન્તીકુમારનો વ્યાઘ્રચર્મમઢેલો મારુતરથ થનગનતે અશ્વે આવે છે સુભગ પતિની સમીપે જઇ અવન્તીકુમાર રસપુરમા સ્રસપુટ નમેને છે, ક્ષાતિજરાજને વદન વન્દે છ પછી સમગ્ત સભાજનને નમન નમી, અશ્વરાજોને હેતને હાથે પપાળી રેનદોરી લઇ, રથે ચ્હડે છે થનગનતા ઘોડાઓ રથને થનગનાવે છે, ચાર પળમા એ અશ્વરાજો પવનવેગે ઉડે છે, ધરતીને જાણે રથચક્ર અડતા જ નથી રણુટડી શો રથ કૂદડી ફરે છે, ને શીર મુગટ શો અવન્તીકુમાર માથે સોહે છે )

**આર્યસેનાનીઓ** ધન્ય હો ! અવન્તીકુમારને ધન્ય હો !

**સભાસદ:** અવન્તીકુમારને ધન્ય હો ' (પડઘો ઝીલે છે.)

( અશ્વશિર ની ન્હાની કિરીટપતાકાઓ જાણે પતાકાપરીવશી ભાસે છે, અશ્વપીઠની કલગીઓ જાણે રંગીમાના શી ડાલી રહે છે, અવન્તીકુમારનો મુગટ અન્તરિક્ષે કાચનચક્ર રચે છે.

મુહૂર્ત વીત્યે રથ થભાવી સર્વવિજયી વિજેતા શા રંગ અખાડાને નિરખતા અવન્તીકુમાર રથેથી ઉતરે છે રથરશ્મિ ઓ સૂતને સોપી, અશ્વરાજોને ધન્યવાદે થાબડી રંગઅખાડાને ને સુભગનાયકને નમી, ટોપકવચ પહેરી લે છે સાગરની લહરી મોજા મોજા ઉપર ઉછળતી-ઝીલાતી ક્ષિતિજપાર જાય તેમ અવન્તીકુમાર માટેની જયઘોષણાની લહરી ક્ષિતિજપાર ઉડતી ઉજ્જયિનીમા જઇ ઝીલાય છે )

**ઉદ્ગાતાઓ** અવન્તીકુમારનો જય હો!

**વ્યાઘ્રામ્બરધારી** અવન્તીના અશ્વો તો જાણે વીજળીજાયા

**મહારથી:** પણ જરૂરના છે એ વીજવેગી અશ્વરાજો
જયમ્વાગીઓથી ભાગી જવાને કાજે

( વ્યાઘ્રામ્બરધારી ભ્રુકુટિનુ કોપચાપ ચ્હડાવી નિહાળી રહે છે )

**ઉદ્ગાતા** બે પરીક્ષાઓ આર્યવશ છત્યો,
બે પરીક્ષાઓ અવન્તીદેશ છત્યો
એક મહારથના બે અશ્વ જેવ સમા
સરખા છે ઉભય યોધસઘ
હવે છેલ્લી પરીક્ષા છે આજની,
લક્ષ્યવેધી શબ્દબાણની
પેલા લતામડપની લતાઝૂલો મહી
માળીની ચકલી ચી ચીં કરતી ઉડશે
એને હૈયામા વીંધવી ને પાડવી.
અવન્તીકુમાર લતામડપના ન્યાયરાજવી છે.

( અવન્તીકુમાર દક્ષિણાદા લતામડપ સમીપે સિધાવે છે સિહ સરિખડા યોધરાજો અખાડામા ઉતરે છે. આર્યયોધ સુભટપતિની ચરણવન્દના કરે છે, ચાપને પણછ ચ્હડાવે છે, બાણ સાધે છે. લતામડપમાથી ચકલીનો ચીંચીંકાર સુણી બાણ છોડે છે. અવન્તીકુમાર લતામડપમા જઇ એક પીછુભરેલી ચકલી ને પીછુ લાવી દાખવે છે સભાજન મૂક રહે છે.

વ્યાઘ્રામ્બરધારીને અવન્તીયોધ વન્દે છે, વ્યાઘ્રામ્બરધારી એ યોધરાજને સિરાવે છે બાણ યોજી, ચીંચીંકાર થયે, શર

છોડે છે. લતામંડપની લતાડાળીને છેદી શર ભાગીને લતા-મંડપની બહાર પડે છે. ઉભય સેનાઓ હસે છે

બીજો આર્યયોધ આર્યરાજની નિકટ જઈ ધૂલિ શિરે ચ્હડાવે છે, એ ધૂલિથી હાથ પાવન કરે છે ધનુષ્ટંકાર ગર્જાવી, પણછ ચ્હડાવી, મહાશર સાંધે છે મધગુ શમગમાકાર શાન્ત થાય છે લતામંડપ મહીંથી ચીં ચીં શબ્દ સાંભળી ક્ષણેક લક્ષ્ય ધારી બાણ છોડે છે નાગ સરિખડુ સુસવાટ મારતુ બાણ લતામંડપમા પ્રવેશે છે અવન્તીકુમાર લતામંડપમાં જઈ શરવીંધી ફૂલનટકની શી ચકલી લાવી ઉત્સુક પ્રેક્ષકવૃન્દને દાખવે છે )

**અવન્તીકુમાર:** ધન્ય હો ! એ સુભટરાજને ધન્ય હો !
રસિક જેમ રસિકાને દૃગબાણે વીંધે
તેમ ચકલીનુ હૈયુ જ વીંધ્યુ છે.
યશવર્તિની અવન્તીનો યોધરાજ હશે એ ?

**આર્યશાધઃ** આર્યકુલનો જય હો !
( અવન્તીના યોધરાજને ઝબખવાય છે )

**અવન્તીકુમાર:** મહાજગતની દિશાદિશાઓમા
આર્યકુલની અનન્તનાદિની કીર્તિ
આપોલકેટોના શરચાપની જ પાંખે
ઉડે છે કે શુ ?

**સુભટપતિ:** વીરત્વના મહાકાવ્યોમા યે
આર્યોના યશોગાન છે જ
પણ આર્યકુલના અક્ષય કીર્તિવેખ તો
આર્યત્વમન્ત્રોની વેદમહિનાઓ જ છે.

ભારતદેવ દેહના રાજવી નથી,
આર્યકુલના ઉરના રાજવી છે:
દેશદેશના દિલના રાજવી છે.

( બીજો અવન્તીગોધ આવી બાણને પણછ ચ્હડાવતાં એક ચાપ ભાગે છે. બીજુ ચાપ ચ્હડાવી, ચીં-ચીંકાર સંભળાયે, બાણ છોડે છે. લતામંડપની લતાઓમાં બાણ અદૃશ્ય થાય છે. લતામંડપમાં જઇ ક્ષણેક પછી બાણલટકતી પાયવીંધી ચકલી લાવી લોકસઘને દાખવે છે. )

**અવન્તીકુમારઃ** પાય વીંધ્યો છે, હૈયું નહીં;
આંખ ને કાન વચ્ચેનો
બે તસુનો ફેર પડયો.

**સુભટપતિઃ** એટલો તો પવનલહરી યે પાડે;
શરને એટલું તો ગિન્નાવે
અવન્તીગોધની નેમ સાચ્ચી હતી.

( ચોગમથી ઉતરતા પૂર જેવા ગોધરાજો રંગઆખાડામાં ઉભરાય છે. વિજેતા ગોધરાજોને માથે ક્ષત્રિજરાજ મન્દારમાલાઓ ધરાવે છે.

સુભટપતિ ને અવન્તીકુમાર જતી વેળા પરસ્પરને વીરવન્દના કરે છે. )

**અવન્તીકુમારઃ** પરસ્પરના ગુણ પારખ્યા આપણે
આર્યો આવા મહાશય હોય,
અનુભવથી તો આજે જ જાણ્યું એ.

**સુભટપતિ** સજ્જનોનો સમાગમ એટલે જ

પરમ્પરના ગુણોની પારખ ને સેવદેવ
આપ પણ આર્યગોની જ છો.

**ઋત્વિજરાજ** અવન્તીના યોધરાજો એ
હાર્યાં જીત્યા જેવા છે
અવન્તીનાથને આમ વીરવન્દના કહેજો
કહેજો મધ્યદેશમાં એ નરપુંગવો છે

**સુભટપતિ** બોલો, સહુ યોધગણો!
ધર્મયુદ્ધનો જય!

**સકલ સેનાનીઓ** ધર્મયુદ્ધનો જય!

(સેનાનીઓ ને લોકમધના જયનાદથી તાડવનનાં મહા પાદડાઓ ડોલી ઉઠે છે વેરાતા સુભટો ઉપર અને સ્થિતપ્રજ્ઞ લહરતા આર્યકુલના ને અવન્તીદેશના રાજધ્વજો ઉપર પૂર્ણિમાનો ચન્દ્રદેવ કિરણો વરસાવતો ઉગે છે )



## પ્રવેશ પાંચમો:

### ગંગાદ્વાર

(ગંગાદ્વારની એક અન્ધારગુફાને વિશાલ દ્વારે બે અન્ધારમૂર્તિ પ્રચંડ દસ્યુઓ દ્વારપાલ ઉભા છે. ગુફાના ગિરિ-ઢોળાવ ઉપર વનકુંજમાં મેઘાડમ્બર શા સઘન ઘટાઘેરાવે ને કાલજૂની લટકતી જટા શી વડવાઇઓ શોભતો વડલો છે, ને વડલાછાયે બીપણુમન્થા વડડાળખીથી પંખો ખાતી એક ડાળને અઢેલી ઉભી છે. ગુફા ફરતી પાણીની ભૂલભૂલામણીની કુદરત-ગૂથી જાળ પથરાયેલી છે, ને મંહી લાંબા ઘાસ ને ઉચ્ચાં નેતરજૂથ ઉગ્યાં છે. મેઘલી અમાસની અન્ધારી રાતની કાલિમા સર્વત્ર આચ્છાદાયેલી છે. સર્વે મૂક છે પાછળ આઘે મહાસાગર લહરતો દેખાય છે.

વડડાળખીએ પંખો ખાતી બીપણુમન્થા કુંજઢોળાવેથી ઉતરી ગુફાદ્વારમાં જાય છે. ઉપર કુંજમાં એકાએક દીપમાલા પ્રગટે છે, ને વડની ડાળાડાળીમાંથી દેવાંગના ઉતરે છે: નીચે પલ્લવપથારીમાં પોઢેલી વસુન્ધરાને કમલપત્રથી પંખો નાંખી ગીત ગાતાં ગાતાં ઉઠાડે છે.)

**દેવાંગનાઓ** (આશ્વાસનનું ગીત ગાય છે.)

પેલા આભઝરૂખે અભંગ
સજની ! સ્વર્ગનાં વાગે મૃદંગ.

ધીરાં હો ! ધીરાં, દૈયાં શાં, વાગે,
જગમાં પડે પડછન્દ:
ધિનિકિટ ધિનિકિટ મધુરાં શાં ગાજે

પેલા આભઝરૂખે અભગ
સજની ! સ્વર્ગના વાગે મૃદંગ

( સતેલી વસુન્ધરા, થાકયા જેવી, એક દેવાગનાને અઢેલી બેસે છે )

ઉર-ઉરને આમન્ત્રણ આવે,
ચાલ સખિ ! દેવદ્વાર·
પ્રેમનો પારાવાર ડોલે ત્‍્હા,
પૃથ્વીમા સ્વર્ગ ઉતારઃ
પેલા આભઝરૂખે અભગ
સજની ! સ્વર્ગના વાગે મૃદંગ

( એક દેવાગનાનો ખભો ટેકવી લથડતી શી વસુન્ધરા ઉભીભી થાય છે લતામડપેથી દિશદિશમાં લટકતી પ્રફુલ્લે નવરગ વેલીઓ શી દેવાગનાઓ ફરતો ઘેર રચે છે. )

વસુન્ધરા ( પ્રાકૃતિક વીરત્વનો પ્રયત્ન કરતી )
ક્‌્હા છે મ્હારાં બાણચાપ ?
( હાફતી હાફતી )
લાવો, દેવાગનાઓ ! મ્હને આપો એ,
દિશાઓ ! મ્હને દાખવો એ.

( થાકથી થાકી ગયે ઉભરો ઉતરતા )

અવન્તી ! ક્‌્હાં એ મ્હારી અવન્તી !
લક્ષ્મીમ્હોરી ને સરસ્વતીશણગારી,
ને ક્‌્હા આ અન્ધકારની ગુફાઓ ?
ક્‌્હાં-એ પૂર્ણિમા ? ક્‌્હા આ અમાસ ?
ત્‍્હા મ્હારા જીવનનો દિવસ હતો,

અહીં મ્હારા જીવનની રજની છે.
ક્‌હાં એ શિપ્રાના સ્ફટિક ઘાટ ?
ક્‌હાં એ મહાકાલેશ્વરની સાયંઆરતી ?
ક્‌હાં એ ગન્ધવતીની જલક્રીડા ?
ક્‌હાં એ મણિમંડિત પુષ્પપરિમલિત
સૌન્દર્યયૌવનને કુંકુમપગલે સુહાતી
હવેલીઓ ને રાજપ્રાસાદોની હર્મ્યસ્થલિઓ ?
ક્‌હાં એ પુણ્ય ને કલ્યાણના ક્યારા,
ને ક્‌હાં આ અઘોર એકાન્ત ?

એક દેવાંગનાઃ આકાશની ગુફાઓ યે એવી છે.

બીજી દેવાંગનાઃ વિમાન તેડાવ્યું છે, આજે આવશે.
પૃથ્વી નક્ષત્રી થઇ હશે,
રાજકુમારીને દસ્યુપાશમાંથી કો નહીં છોડાવે,
તો અમે ઉપાડી જઇશું આજે
સોહામણા સ્વર્ગને આંગણે
અમારી દેવપાંખો ઉપર.

ત્રીજી દેવાંગનાઃ ચન્દ્રાનન સરોવરના ચન્દ્રમહેલ કરતાં
મહાવન ક્‌હાં ઓછાં અઘોર છે ?

વસુન્ધરાઃ એ જ ભૂલ ખાધી, દેવકુમારિકે !
મ્હારાં ચાપબાણ ઉતારી
મહાવનના એકાન્તે અડવી ફરતી.
ને ત્રિલોકના પરમ સુભટદેવને મે
મહાવનમાંથી જતો જવા દીધો.

ભરતદેવ ! ત્હમારી અપરાધણ છું.
અવન્તીકુમારીની સરોવરકુંજોમાં
કોઈ યે મૃગયા કેમ ખેલે ?
એ અતિભાવથી ત્હમને અપમાન્યા,
સ્નેહને અવગણી જવા યે દીધા.
પ્રેમપાશે રોક્યા હોત,
કીકીમાં પૂરી રાખ્યા હોત,
ચન્દ્રમહેલમાં કેદી કીધા હોત,
તો દિશાઓ ગાજે છે જેની હાકલથી,
ગાયાં જતાં નથી જેનાં યશોગાન
ઈર્ષાળુ અવનીપતિઓથી,
તે રાજમુગટ વીરશીરેન્દ્ર
મ્હારી ઢાલ થઇ ઉભત.
દસ્યુઓ એટલા પ્રારબ્ધીઃ
મ્હારાં એટલાં પ્રારબ્ધ ઓછાં.
ગંગાદ્વારનાં તીર્થ કરવાં યે
આમ સરજ્યાં હશે મ્હારે.

( સહિયરને સ્કન્ધે લટકી ટહેલે છે. નીચે ગુફા ફરતાં અન્ધારપછેડા ઓઢી કેટલાક માણસો આવી પત્થરશિલાઓ શા અડોલ ને અમ્મય સ્થપાઇ બેસે છે.)

આભમાંથી તારાઓ વીણી વીણી
મ્હારે ઓઢણીમાં ગૂંથવા હતા;
ભરતદેવ ! ત્હારો સ્નેહ પામવો
એટલો અઘરો ને અણમૂલો છે.

એક દેવાંગના: ચન્દ્રમા આઘો ઉડે છે,
પણ આંખમાં આવી વસે છે.
વસુન્ધરા! ઉપનિષદોને ભૂલી કે શું?
આઘેમાં આઘે, પણ પાસેમાં પાસે.

વસુન્ધરા: એ તો પરમેશ્વર,
નહીં કે પ્રીતમદેવ.

બીજી દેવાંગના: ત્હારા પ્રીતમને પરમેશ્વર માન,
એટલે ઋચા સાચી પડશે.
સૂર્યના મનોવેગી પ્રકાશ શો
અધઘડીમાં આકાશો ઓળંગી આવશે.
ભરતદેવને તું ઓળખે છ?

વસુન્ધરા: હું મ્હને ઓળખું છું,
હું ત્હમને સહુને ઓળખું છું,
ભરતદેવને એથી અધિકા ઓળખું છું.
જાણ થશે કે આવી ઉભશે અંહી.
આર્યદેશે ઉગેલા સૂર્યનારાયણને
કોણ ન ઓળખે?
યુગયુગના યુગધર્મ શીખવનારને
કોણ ન પિછાને?
ગગનની ઝાલરે ઝાલરે
અલેખેલા છે એના તો નામાક્ષરો:
આંખ ઉઘાડે તે વાંચે.
મ્હારા ઉરસિંહાસને વિરાજતો પ્રભુ,
મ્હારા કીકીમંડળે નાચતો નટવર,
એને યે હું ન ઓળખું?

**ભીષણમન્થા:** ( ગુફાદ્વારમાંથી બહાર આવીને)

મહાગુફા સજ્જ છે
પદ્મણીના નરમેધને કાજે.
વડલે વાંદરાં ઉભરાય એમ
ઉભરાશે હવે અંહી દસ્યુપરિવાર.
પદ્મણીને તેડી લાવું ગુફામન્દિરે.

( ભીષણમન્થા કુંજમ્હડાવે ચ્હડે છે. ભીષણમન્થાને આવતી નિરખી દેવાંગનાઓ વડલામાં અલોપ થાય છે, ને પાછળ અન્ધકાર મૂકી દૈવી દીપમાલા હોલવાઈ જાય છે.

લાખા વાસસ્થળને આધારે જલભૂલભૂલામણીનાં વ્હેણ દૂરતો–ઓળગનો દસ્યુસંઘ દિશદિશમાંથી આવી ગુફાદ્વારે ઉભ–રાય છે, વનનાચ માંડે છે. )

**એક દસ્યુ:** અહ્ણો ! દાદો આવ્યો છે.

**બીજો દસ્યુ:** દાદો તો દુઃખ ટાળશે.

**દસ્યુસંઘ:** હો સોમદેવ ! આયમી મા જઈશ,
કે ભરતી ડોલે ભલી રે:
હો સોમ ! ત્હને પોપચેથી પીશ,
કે ભરતી ડોલે ભલી રે.

હો સોમ ! ત્હારાં કિરણોનાં બાણ,
કે ભરતી ડોલે ભલી રે;
હો સોમ ! એ તો વીંધે પંચ પ્રાણ,
કે ભરતી ડોલે ભલી રે.

(એક ભવ્યમૂર્તિ દાદો ને એ દાદાનો સાગરીત બે ગુફામાં જાય છે, દસ્યુકુન હેમને પાયે લાગે છે )

સીપણમન્થા  જગતની એ પદ્મણી !
એ ઘડીનાં ઘડિયાળા વાગે છે
કે જ્યહારે જીવ ને કાયા જૂદા પડે
ગુગાદારનો ઉદ્ધાર આવો નથી

વસુન્ધરા  એકના મૃત્યુથી અનેક ઉગરતા હોય
તો એકે મરવુ જ જોઇએ
એક આર્યાના બલિદાનથી
દસ્યુકુલ ઉદ્ધરશે આજે
આર્યત્વને એથી અધિકું વ્હાલુ શુ ?
ચાલો, હુ સજ્જ છુ યજ્ઞમાં હોમાવા
હુતાશ તો સુપ્રોજ્જ્વળ છે ને ?

સીપણમન્થા  મહાગુફા યે સજ્જ છે
પદ્મણીના નરમેધને કાજ.

(બન્ને ઉતરવા માંડે છે. ઉપર પણ શિનાઓ જેવા કૂટસ્થ અન્ધારપછેડો ઓઢેલા માણસો આવી ઠામઠામ સ્થપાયા છે, નીચે ગુફાદ્વારે દસ્યુઓનો વનનાચ ચાલતો જ હોય છે )

દસ્યુસંઘ  હો સોમ ! ત્હારી ચન્દનીને તીર,
કે ભરતી ડોલે ભલી રે
હો સોમ ! હુ તો પ્રેમનો અમીર,
કે ભરતી ડોલે ભલી રે.

હો સોમ ! ત્હારા મણિથી જડાવ,
કે ભરતી ડોલે ભલી રે;
હો સોમ ! મ્હારી મહારાણી લાવઃ
કે ભરતી ડોલે ભલી રે.

(હારે હારે ચાલતી પૂર્ણિમા ને અમાસ સમોવડી વસુન્ધરા ને ભીષણમન્થા નીચે ગુફાચોકમાં આવે છે.)

અઘોરનાથઃ જળદેવના ઘોડાઓ ! નિરખો
નરમેધના મહોત્સવની મહારાણી.

(વનનાચ અટકે છે. દસ્યુસંઘ વસુન્ધરાના ઝળહળતા વર્ચસ્દર્શને દર્શનમુગ્ધ થાય છેઃ કોઈક દંડવત પ્રણામ કરે છે.

ત્ય્હાં ગુફાઘુમ્મટની એક મહાશિલા એક દસ્યુમાથે ઉપરથી પડે છે.)

ભીષણમન્થાઃ દેવી કોપ્યાં છે, મ્હારા વરૂઓ !
પટ્ટરાણીના નરમેધે ધરપાશે !

(ગુફા ઉપરથી બીજી મહાશિલા પડે છે. દિવાલો કમ્પે છે, સારી યે ગુફા ધ્રૂજે છે.)

ગુફામાંથી ઘોષણા }: મ્હારે નરમેધ નથી જોઈતો.

(ગુફાનો ઘુમ્મટ પડે છે.)

**અઘોરનાથઃ** તો પન્નણી નહીં ન્હડાવિયે, મા !

(દાદાનો સાગરીત ધ્રૂણતો ધ્રૂણતો ગુફામાંથી આવે છે, પાછળ વિશાલાક્ષ દાદો પધારે છે)

**દાદોઃ** ભૂલી ગયા ? પૂર ન્હડી
પુત્રોને તાણી ગયાં તે ?
ભૂલી ગયા ? પુત્રીઓને
મધ્વરો પી ગયા તે ?
ભૂલી ગયા ? સાગરભરતીમાં
નંદ ખેંચાઇ ગયા તે ?

(ધીરે ધીરે આખી યે ગુફા પડે છે, ઉપરનો વડલો લચી-નમી જાય છે.)

**અઘોરનાથઃ** મ્હારી પુત્રી ગઈ.

**ભીષણમન્થાઃ** મ્હારો પુત્ર ગયો.

**દાદોઃ** જૂવો ! ગુફા જમીનદોસ્ત થઈ.
શિલાઓ માત્ર પાછળ રહી.
શિલાઓ ! ફાટો, ને માણસ આવ—

(શિલાઓ ફાટી મંહીથી આર્ય યોધરાજો નીકળે છે.)

**ભીષણમન્થાઃ** આ નવો દાદો તો મહાજાદુગારો
જાણે દેવનો દીકરો.

દાદોઃ અઘોરનાથ ! ભરતી નહીં ઉભરાય,
પૂર નહીં છલકાય કાંઠા બ્હાર,
મધ્ધર નહીં મારે આજ પછી.

ભીષણમન્થાઃ અમારૂં એ જ વીનવણું છે;
અમારાં બાલકોનો ઉદ્ધાર.

દાદોઃ અન્યનાં બાલક ઉદ્ધારશો,
તો જ ત્હમારાં યે ઉદ્ધરશે.

( વજ્રધન્વાને )
વજ્રધન્વા ! શરધારાઓ વરસાવો,
વેલુબન્ધ વીંધો પેલો,
જલપૂરનો કોટ થઇ ઉભેલો.
અખંડ વહેવડાવો ભાગીરથીનાં પાણી.
મંગમબ્હારૂં ખુલ્લું કરો
ભાગીરથી ને મહાસાગરનું.

અઘોરનાથઃ ભાગીરથી ન ઉભરાય—

( બાણધારા વરસાવી વજ્રધન્વા વેલુડાંડો તોડે છે; ભાગીરથી સાગરમાં વહેવા માંડે છે; પૂર ઉતરે છે; પટ ગંભીરાય છે; ફરતી પથરાયેલી–વેરાયેલી પાણીની ભૂલભૂલામણી મટી એકપટ ગંગાનદ થાય છે. દાદાને બધો દસ્યુસંઘ ચરણવન્દના કરે છે. )

દસ્યુઓનો મુખીઃ આ તો અજબ જાદુગારો !
નદીને કહે આમ જા,
ને દરિયાને કહે આમ કરઃ

ને નદી ને સાગર એનાં કહ્યાં કરે !
અજય, બાપજી ! અજય છો અવની ઉપર.
બીજો એવો નથી દીઠો.
પરમેશ્વર એવો હોય તો ભલે.

( દસ્યુસંઘ હસ્તાંજલિની પ્રણિપત કરી ઉભો રહે છે. )

વજ્રબન્ધુ: ઓળખો છો એ કોણ છે?
આર્યાવર્તમાં ઉગેલો સૂર્ય, ભરતદેવ

અઘોરનાથ: સૂરજ સ્હામે તે કાંઇ થવાય?

ભીષણમન્થા: સૂરજ તો અજવાળાં કરે ને?

ભરતદેવ: અઘોરનાથ! ભીષણમન્થા!
જલદેવતાનાં બહાદુર સન્તાનો!
અગરચન્દનનાં બારણાં પાડવીશ,
દેવીનુ નદમન્દિર ચણાવી સ્થાપના કરજો

( ભીષણમન્થા વસુન્ધરાને બ્હાંય ઝાલી તેડી લાવે છે,
સ્વપ્નામાં ચાલતી જેવી વસુન્ધરા આવે છે.)

ભીષણમન્થા: લે, બાપજી! ત્હારી પરણ્ણી.

અઘોરનાથ: ગંગાદ્વારના દસ્યુસંઘને
નરમેધના શપથ છે આજથી.
દસ્યુઓ ત્હારા દાસ છે, દેવ

લીપવુમન્થા: અમે તો ત્હારી પૂજા માંડશું, દાદા !

ભરતદેવ: નહીં, સાગરનાં સન્તાનો ! કદી નહીં.
મનુષ્યપૂજા ન હોય મહીતલમાં.
પૂજા પ્રભુની, કે પ્રભુના અંશની.
જેનાં કિરણે સાગર સળકે છે,
ઉભરાય છે ને ઓસરે છે,
અમૃતનાથની એ ગ્રામપૂજા જ શોભે
સાગરહૈયે રમન્તાં જલઘોડલાંઓને તો.
તીર્થવાસીને મા પજવશો,
એટલી મ્હારી આણ માનજો.

( ભરતદેવ ને વસુન્ધરા અન્યોન્યને ઓળખી પરસ્પરની આંખોમાં જ ઘડીક અનિમિષ નિહાળી રહે છે. એ નયનદોરે નટવર શા કંઇ કંઈ ઉરભાવ નાચી જાય છે. ઉભય અવાક્ છે, ઉભય ગતિમૂર્છ્યાં છે. )

ભરતદેવ: ( થોડીક વારે આત્મભાન પાછું જાગતાં )
સુભટપતિ ! પૃથ્વીની પટ્ટરાણીને,
અવન્તી દેશની રાજલક્ષ્મીને
અવન્તીનાથને જઇ સોંપી આવો.
કહેજો, અવન્તીયશ તે પૌરવકીર્તિ છે.

વસુન્ધરા: (પલકપલકે ભરતદેવ ભણી, ઉડતી ચકલીની પાંખ સમી, મીટ ભરી લેતી ને સાળુની ગ્રંથીકોર મંડોરતી સંકોરતી સ્વગત )
એમ થતું હતું કે

કોણ જાણે શું યે કરશે.
હાશ, હવે અવન્તી જ્વાશે.

( આર્યસુભટો વસુન્ધરાને લઇ ચાલવા માંડે છે ત્હાં અન્તરિક્ષને વડલેથી દીપમાલા પ્રગટે છે, ને દેવાંગનાઓ પ્રત્યક્ષ થાય છે, ને ભરતદેવને દેવફૂલડે વધાવે છે. ભરતદેવ જયરથંભ શા અડોલ સ્મિતમુદ્રાએ ઉભેલ છે. )

દેવાંગનાઓઃ રાજરાજેન્દ્રનો જય હો !
છે, ને ઉઘાડશો આપનાં
રસરાજવીનાં એ રસલોચનો ?
ને નિરખશો તડફતી પ્રેમપંખિણીના
ઉડતા ને ઉછળતા એ ઉરભાવ ?
પ્રેમદાના પ્રેમને પુરુષો પિછાનશે ?
કે નહીં પારખે કદી યે ?

પ્રીછજો એ પ્રેમને, હો પૌરવકુલમોર !
આપ ચન્દ્રદેવ, એ ચતુરા છે કે ચાર.

આભલડે ઉભી જગ કરો છો ઝાકઝોરઃ
એક એને નહીં ઉજ્જ્વલો ? અમૃતના ચોર !
આપ ચન્દ્રદેવ, એ ચતુરા છે ચકોર.

આડું જૂવે, પાછું જૂવે, સંકોરે સાળીકોરઃ
અણખોલી ઉડન્તી કરે આંખડલી મદઝોરઃ
પ્રીછજો એ પ્રેમને, હો પૌરવકુલમોર !

( છેલ્લું ચરણ ગાતાં ગાતાં સહુ દેવાંગનાઓ વસુન્ધરાને પોતાની પાંખે બેસારી આકાશમાં ઉડી જાય છે. સ્વર્ગે પાછી સિધાવતી ઉર્વશી પાછળ પુરૂરવા તલફતી આંખે નિહાળી રહ્યા હતા તેમ ભરતદેવ આછી–આછી થતી વસુન્ધરાની પાછળ નિરાશા ને અભિલાષાની લોલવિલોલ નજરો ફેંકતા ભાગીરથી આરે રહે છે.

ભાગીરથીને મ્હામે તીર અવન્તીકુમાર ને તેમના વ્યાઘ્રાંઅગધારી યોધરાજો આવી પહોંચે છે. )



## પ્રવેશ પહેલોઃ

## મહાકાલેશ્વરની સાયંઆરતી

અવન્તીનાથઃ ઉજ્જયિનીના ભાગ્યવિધાતા ! નમસ્તે.

( અન્તર્ખંડમાં મહાકાલેશ્વરજીની સમીપ યોધરાજને નિહાળી રંગમંડપના ગર્ભદ્વારમાં જ થંભી જાય છે.

( શિપ્રાને આરે મહાકાલેશ્વરના શિવમન્દિરમાં સાયંકાળના આછા પડછાયા, પ્રકાશ ને અન્ધકારના ઉજમાળા ગાલીચા શા, પથરાયેલા છે. રંગમંડપમાં ને જ્યોતિર્લિંગના ગર્ભદ્વારમાં ઘેરાશ ગાઢ ગોરમ્ભાયેલી છે. પરબ્રહ્મને જાણે મહામાયાનાં આવરણ ચ્હડતાં હોય ને નવબ્રહ્માંડ સર્જાતા હોય તેમ એ કિરણગૂંથણીમાં, તેજતિમિરની એ અન્ધિકામાં કંઇ કંઇ સર્જનો તરવરતાં હોય છે.

( મહાકાલેશ્વરજીના જ્યોતિર્લિંગ સન્મુખ દીપકવચધારી પ્રચંડ કો મહાયોધ હસ્તાંજલિ કરી રહી વિરાજેલ છે.)

મહાયોધઃ નમસ્તે ! મહાદેવા ! નમસ્તે !

બ્રહ્માંડના કલ્યાણનિધિ શિવજી ! નમસ્તે !
આર્યાવર્તના અન્ધકાર ઉતારવા
દિશદિશને દેવવન્દ્યા ખોળે
દ્વાદશ જ્યોતિર્લિંગ પ્રગટ્યાંઃ
અબ્રહ્મણ્ય ને અનાર્યતા રહો યે હજી,
વસ્ત્રોમાંની કરચલીઓ ને ઝાંખરોની પેઠે,

